**BOMBAY** will witness on 1st June Miss Madhuri's first social talking picture at West End Talkies of course it is College Girl.

**JAYANT DESAI'S** next will be **"Noor-e-Vatan** a drama full of Romance and Comedy together with intricate situations and court intrigues of a Rajput State.

**RAJA SANDOW** has now heaved a sigh of relief on fulfilment of his heavy duties as hero of the College Girl and is now concentrating on his next pictur **"Black Bandit".**

The fourth and the formost activity of the studio is **"Desh Dasi"** Mr. Shah has begun his out door shootings and he hopes to complete the picture by the end of July.

E. Billimoria is now again in his own mood because he has some new dialogues to cram besides he has a novel role to perform in **"Noor-e-Vatan"**

**GHORY DIXIT & CHARLIE** have made up their mind not to perform any comic roles hence forward. They demand that they should be given emotional characters to play. The danger is the effect on the public will be reverse. People will laugh where G. D. C. want them to cry.

Keki Bava and Raja Sandow have formed a secret research society where they have formed a new code for mutual understanding because they never understand each other through any existing languages of the world.

---

—Toofan mail is running for the 30th week at Calcutta while Nadira enters its 10th triumphant week at the Metropolis of Bengal. This is the first incident of its kind when "Bombay Pictures" as some are pleased to name them have their definite hold over the province where art is supposed to reign supreme. Oh! they are Ranjits.

---

—Ranjit do not depend upon merely Box office pictures. They are promising two pictures of outstanding value from all points of view they are Desh Dasi and Tigress, starring inimitable artiste Gohar. When Ranjit promise, they are not mere predictions, they always materialise.

# A "SHOOTING" STAR

Messrs. E. BILLIMORIA and JAL MERCHANT with a party of friends had been to Southern India, for Elephant shooting. They were lucky enough to bag three elephants, 2 bears, 5 antelopes, 6 huge mountain squirrels and several small games. Below we reproduce a few of their photographs; Their most interesting adventure with some more snaps will be given in our next issue.

They started in search of Elephants, when they were encountered by three black bears, the whole party fired simultaneously, with the result that two succumbed and one escaped with injuries, into the thick jungle.

Messrs. E. Billimoria and Jal Merchant, with their prey and prize a full grown elephant which entitled them for the Rs. 100/– Government prize; who was shot at close range, when it turned at bay.

The most difficult of their game a full grown elephant, who took the breath out of the party, it was chased to a distance of half a mile into the thick woods; and was shot just below the right eye, cant' you see the blood oozing.

Three shots and the poor baby was separated from its progenitor. A baby elephant killed after a brief chase.

# Are You BORN in May

THESE people are born under the influence of the Zodiacal sign Taurus–the Bull. From this sign they gain a love of music, art, and beauty yet, though possessing a keen appreciation for comforts and pleasure, there is also a practical and business like side to them. To all appearence, they are placid but they possess a very affectionate nature and are naturally attractive to the opposite sex. Much social activity is indicated during their careers, and possessing much 'Life Force' they are gifted with the powers to make things 'go' provided they are sufficiently interested in their occupation.

They are fairly fortunate in money matters, they should eventually reach a very comfortable position. Although people of some variable moods they possess a great power of self-control, and they should be successful in dealing with certain difficulties that are indicated along their life's journey. But being very sincere in their affections, they feel things deeply and will often be hurt—where no hurt is intended.

Marriage should come early in their life (if they at all want to) very emotional, they are apt to fall in love several times, and this is apt to bring disappointments and unhappiness. Marriage would bring some troubles, but eventually a great deal of happiness. In health they should be careful of what they eat, and they should guard against all nervous troubles. They have however great resisting powers to the effects of illness. Mental strain should be avoided as the nervous system is very sensitive. Long life is indicated (if spent properly).

### KADRI SO BOLD

**(Contributed)**

*Meek, emotional*
*and Beautiful,*
*And gestures in you*
*are plentiful,*
*Dancing, playing,*
*and fighting,*
*Hearts of a'l you*
*are brightening,*
*O fair faced, you*
*are really a* **Star**
*On this earth and*
*not at all far ;*
*Remain long to cheer*
*up young and old,*
*Is the wish of*
**Kadri** *so bold.*

———For those Born in June Read Our Next Issue———

## A Good Tip

Friday is the luckiest day of the week.

The lucky number is forty-five, and the best colours red and lemon yellow.

These should be either worn or in the vicinity of these people.

The sapphire and the turquoise are the luckiest gems, but better still, the emerald, which brings success in LOVE.

# રણજીત સ્ટુડીઓ

—**કૉલેજ ગર્લ** પુરી સજાવટ સાથે આવતા શનિવારે **વેસ્ટ એન્ડ**ના પરદા પર રજુ થશે. આ ચિત્રપટ મધુરીનુ પ્રથમ સામાજીક ચિત્રપટ હોઇ એને માટે ખૂબ કાળજી લેવામાં આવી છે. જયંત દેસાઇએ નવી નવી ટેકનીક સાથે કૉલેજ કન્યાને નવા જ સ્વરૂપમાં પરદા પર પેશ કરી છે. કહેવાય છે કે, આ ચિત્રપટ આજ સુધીના તમામ સામાજીક ચિત્રપટોમાં નવીન ભાત પાડશે.

—**દેશ દાસી**એ સેવાવ્રતનો સ્વીકાર કરી એક નદી કિનારે પોતાનું આશ્રમ બાંધી દીધું છે અને દુઃખી ગામડીયાઓની સેવા કરવાનું બીડું ઉઠાવ્યું છે. દુષ્કાળના ત્રાસથી પીડાતા જનસમુદાયને સાંત્વન આપીને પ્લેગથી મોતના ઝડબાંમાં જઇ પડતાં કંગાલ લોકોને જીવનદાન આપવા દેશ દાસી હાજર થઇ ગઇ છે. ભુખ્યાને અનાજ આપતી, અર્ધા ઉઘાડાં દુકાળીઆંઓને ઢાંકતી-દેશ દાસી જ્યારે તમે રૂપેરી પરદા પર જોશો ત્યારે તમે એકજ નામ ઝંખતા રહેશો— ગોહર ! ગોહર !

—**નૂરે વતન**ની તૈયારી માટે મી. જયંત દેસાઇએ હવે કમર કસી છે પણ કૉલેજ કન્યા વેસ્ટ એન્ડ પર ચાલી જશે એ વિચાર એને મુંઝવે છે. બિચારા ડાયરેક્ટરે ભણાવી ગણાવી, શણગારી સજાવીને તૈયાર કરી ત્યાં એને પ્રેક્ષકોની તાલીયોએ તેડાવી લીધી. કંઇ નહીરે શ્રીમાન ડાયરેક્ટર મહાશય ! કન્યા તો સાસરે જ હોય એમાં અફસોસ શો !

—**બેરીસ્ટરની બૈરી** પરત્વે સૌથી મનનીય પત્ર લખવા માટે એક સુવર્ણ પદક આપવાની જાહેરાત થયા પછી થોકબંધ પત્રો આવે છે; પણ એક પત્ર તો એવો આવ્યો છે જેમાં ખાસ સૂચના છે કે એ સુવર્ણ પદકની સ્પર્ધા માટે નથી લખાયો-અને એટલે જ અમે એ પત્ર સહર્ષ નીચે રજુ કરીએ છીએ—

મુંબઇ, તા. ૧૭-૫-૧૯૩૫.

**ધી. રણજીત મુવીટોન,**

**દાદર.**

**મહાશય !**

આપે "બેરીસ્ટરની બૈરી" માટે એક ઉત્તમ પત્ર માંગ્યો છે ! ખરૂને ?

તમો જ કહોને કે એવો પત્ર લખાવો શકય છે ?

જે વસ્તુ જ અજોડ અને અલૌકીક હોય તેના બ્યાન કયાંઇ સાંભળ્યા છે ?

કેવળ મનુષ્ય સ્વભાવની મશ્કરી કરવા ત્રણ તોલા સુવર્ણ ધર્યું જણાય છે.

સારાયે આલમની વિવિધ ભાષાઓના સર્વે શબ્દકોષોમાંથી સારા સારા શબ્દો કાઢી લઇ તેને યોગ્ય રીતે સાંકળવામાં આવે તો પણ આ કૃતિનું બ્યાન તો અધુરૂં જ રહે. એવી એ છે.

આવી અનેક કૃતિઓ સમાજ સમક્ષ ધરવા પ્રભુ તમને સદા નિશ્ચિત રાખે એમ ઇચ્છું છું.

લી॰ આપનો વિશ્વાસુ,

**ડૉ. કસ્તુરચંદ શાહના** વન્દેમાતરમ્

# કોઇને ન કહેશો

પણ મી. અદી બીલીમોરીયા હવે તદ્દન મૌનવ્રત લઇ બેઠા છે. **દેશદાસી**ના ડાયલોગ શિવાય એમને કોઇ પણ વાત ન કરવાનો હમણાં ઓર્ડીનન્સ બહાર પાડયો છે. આ વાત કોઇને પણ ન કહેવાની મી. શાહે બીલીમોરીયાને સખ્ત તાકીદ કરી છે અને મને મી. બીલીમોરીયાએ આ વાત કોઇને ન કહેવાની એટલી જ સખ્ત તાકીદ કરી છે. માટે હું પણ આપને તાકીદ કરૂં છું કે બીલીમોરીયાના મુંગાવ્રતની વાત કોઇને ન કહેશો.

—કોલેજ કન્યામાં અતિશય પરિશ્રમ લીધેલો હોવાથી મીસ મધુરી થોડા દિવસ રજા ઉપર જશે. એમને એવી શાંત જગાએ જવું છે કે જ્યાં ન કોઇ લખે કાગળ કે ન કોઇ આવે મળવા. એમણે મને કહ્યું કે કોઇને ન કહો તો હું ક્યાં જવાની છું તે કહું. મેં કહ્યું કે છાપાના અધિપતિ જેવું બીજું કોઇ વિશ્વાસપાત્ર માણસ આ દુનીઆમાં તમને નહીં મળે. એટલે એમણે મને કહ્યું કે હું ઉટાકામંડ જાઉં છું—જો જે હો વાંચનાર! આ વાત તું કોઇને ન કહેતો.

—ઘોરી દિક્ષિત અને ચાર્લીએ એક લીમીટેડ કંપની શરૂ કરી છે, જેનું નામ ખાનગી રાખવાનું મને કહેવામાં આવ્યું છે. આ કંપનીએ એક પેટંટ દવાની શોધખોળ કરી છે અને એની બાટલીઓ ભરીભરીને કેમ વેચવી એની યોજના વિચારવા એક સભા રામ આપ્ટેના પ્રમુખપણા નીચે મળી હતી. એમાં સર્વાનુમતે એવો ઠરાવ થયો કે આ કંપનીનું નામ "હાસ્યરસ સપ્લાય કંપની લીમીટેડ" રાખવું. એરંડીયું પીધા પછી તુરત જ આ કંપનીની પેટંટ દવા પીનારને ચ્હેરા ઉપર જરાય અસર નહિ થવા પામે એવી ગેરંટી આપવામાં આવે છે. આ દવાની ખાત્રી કરવા માટે કોલેજની કન્યા રજુ થાય ત્યારે જોઇએ તો એરંડીયું પીને આવજો. "હાસ્યરસ સપ્લાય કંપની" તમને ગમે તેવા સંજોગોમાં પણ હસાવવાનું માથે લે છે. પણ આજથી આ વાત જાહેરમાં ન મૂકવાનું મને કહેવામાં આવ્યું છે માટે તમે ભલા થઇને કોઇને ન કહેતા.

—કેકી બાવા અને રાજા સેન્ડો બન્ને એક બીજાની ભાષા હરવખત બરોબર સમજતા ન હોવાથી બન્ને એવા ઠરાવ ઉપર આવ્યા છે કે એવી કોઇ નવી ભાષાની શોધ કરવી કે જે હરકોઇ સમજી શકે. આ ઠરાવનો અમલ થયે બે મહીના થવા આવ્યા પણ એવી ભાષાની એ બી સી ડી હજી હાથ લાગી નથી, પણ બન્ને હજી મૂછ પર તાવ દઇને કહે છે કે "થશે દીકરી! ધીરો થા. એ કંઇ બચ્ચાનાં ખેલ નથી" પણ કેકી બાવા એ મને એકલા બોલાવી કેંક કાનમાં કહ્યું. એ સાંભળીને હું ખૂબ હસ્યો પણ રાજા સેન્ડોએ મારી સામે આંખ કાઢી એટલે હવે એ વાત હું તમને નહીં કહું—

# મા મ લો વિ ફ ર્યો !

રણજીત સ્ટુડીઓના કલાકારોની એક જાહેરસભા સેટીંગના ફુવારા આગળ એકાએક મળી. એકથી વધારે માણસ એકઠાં થાય તો એને સભા કહેવી અને એથી વધારે માણસ એકઠાં થાય તો જાહેર સભા કહેવી એ આજકાલનો શિરસ્તો છે. એ મુજબ આ સ્ટુડીઓના ફૂવારા આગળ એકઠાં મળેલાં સદ્‌ગૃહસ્થોની મંડળીને હું જાહેરસભા કહું છું. આ જાહેરસભા શાને માટે મળી છે એ જાહેર કરવામાં ન હોતું આવ્યું કારણ કે સેટીંગ તૈયાર થવાને વાર હતી. એટલે જ એક પછી એક એમ કરતાં કરતાં આ જાહેરસભા થઇ ગઇ હતી. પણ હવે એ જાહેર સભા ઠરી ચૂકી છે તો કંઇ પણ કામકાજ થવું જ જોઇએ એ હિસાબે મી. ઘોરીએ તાલીયોના ગડગડાટ વચ્ચે (બારીક તપાસને અંતે માલુમ પડ્યું હતું કે એ અવાજ સેટીંગમાં સુતાર ખીલા ઠોકતા હતા એનો હતો) પોતાનું પ્રથમ ભાષણ શરૂ કર્યું. કોલેજ કન્યામાં શેઠ શ્રી. હરિહરરાયના એકના એક પનોતા પુત્ર શ્રીમાન ચીરંજીવના સ્વાંગમાં મી. ઘોરી એક ચશ્મો પહેરીને સભામાં આવ્યા હતા. એને મજબુત ટેકો આપવા એમના મુનીમજી તરીકે મી. ચાર્લી હાજરજ હતા. આવા મજેદાર વાતાવરણમાં ભાષણ કરવાની તક મળવા છતાં મી. ઘોરી શું બોલવું એ જ ભૂલી ગયા. મી. ચાર્લીએ એમને ભાષણના મુદ્દા યાદ આપવાની ઘણીયે કોશીશ કરી પણ મી. ઘોરી ભૂલી ગયા કે એ મી. ઘોરી છે. એમના મગજ ઉપર એ જ ખ્યાલ હતો કે એ કોલેજ કન્યાના પાત્ર બબુચક મી. ચિરંજીવ છે. એટલે મી. ઘોરી એક ભોટની પેઠે સૌના ચ્હેરા સામું જોઇ રહ્યા. છેવટે મી. દિક્ષિત એની મદદે આવ્યા. એમના ઢંગ વળી મી. ઘોરીથી યે નિરાળા હતા. છાપાંના એક રિપોર્ટર બનીને કોલેજ કન્યાના સેટીંગમાં આવેલા મી. દિક્ષિત રામ આપ્ટેની મદદ વિના કંઇજ ન બોલી શકયા. રામ આપ્ટે તરત જ મી. દિક્ષતની મદદે આવ્યો. કાનમાં થોડીક સૂચના કરી અને મી. દિક્ષિતનો વાણી પ્રવાહ ચાલુ થયો. એમણે ગુજરાતીમાં ભાષણ કરવા માંડ્યું એટલે ઇશ્વરલાલે ઉભા થઇને એમને તતડાવ્યાઃ "મી. દિક્ષિત તમે મરાઠી કે અંગ્રેજીમાં બોલો. નહાક અમારી પવિત્ર માતૃભાષાનું આવું ખૂન ન કરો." મી. રાજાથી ઇશ્વરલાલની આ ડખલગીરી સહન ન થઇ શકી. એણે ગર્જના કરી "ઇશ્વરલાલ મૈં તુઝે સાફ સાફ કહ દેતા હૂં" "બસ બસ રાજા તું મહેરબાની રાખ અને હીંદીને બદલે તામીલમાં વાત કર" કેકી બાવાએ વચ્ચેથી જ રાજાને કાપી નાખ્યો. મી. રાજા સેન્ડો એકદમ ઉશ્કેરાઇ ગયા. એમણે ટેબલ ઉપર હાથ પછાડી કેમ જાણે કોલેજ કન્યાના હાયકોર્ટના સીનમાં વકીલાત કરતા હોય એમ બૂમ મારીઃ—"મી. પ્રેસીડેન્ટ આ મારૂં સખ્ત અપમાન થાય છે." "આમ કાંય કરો છો મી. રાજા. આ સભામાં હજી કોઇને પ્રેસીડેન્ટ તરીકે નીમ્યા નથી" મી. ચાર્લીથી રહેવાયું નહિ. "તો ફિર કૌન થા વો બેવકુફ" રાજાએ પડકાર કર્યો "બસ મ્હું સમાલ કે બાત કરો મી. રાજા અબ મૈં કોલેજ કન્યા કા ચિરંજીલાલ નહીં હું. મૈં હું મી. એન ઘોરી" વાત વાતમાં તકરાર વધી પડી અને જાહેરસભા જાહેર ધાંધલના રૂપમાં ફેરવાઇ ગઇ. એકાએક મી. જયંત દેસાઇનો અવાજ આવ્યોઃ "ક્યાં મરી ગયા બધાં? શી ધમાલ મચાવી છે. Come on, Come on, સેટીંગ તૈયાર છે."

ડાયરેકટર મહાશયનો હુકમ સાંભળતાંની સાથે બધા એક બીજા સામે ઘુરકતા ઘુરકતા કોલેજ કન્યાના હાઇ કોર્ટના સીનમાં હાજર થયા. મી. રાજા વકીલનો ઝભ્ભો પહેરી મીસ ચારૂબાલાને સવાલજવાબ કરવા તૈયાર થઇ ગયા. ઘોરી અને ચાર્લી એમનું સીનમાં હાલ તુરત કામ ન હોવાથી એક બીજાના ખભા ઉપર હાથ ટેકવી મ્હોં વીકાશીને સીન જોવા ઉભા રહ્યા. જ્યારે કેકી બાવા ઉર્ફે શ્રીમાન શેઠ હરિહરરાયજી ગરમીના દિવસોમાં માથાનું પાઘડું ઉતારી તપકીર સુંઘતાં સુંઘતાં વકીલ સાહેબને એમની દલીલો વજનસર કેમ બોલવવી એના ભારે ગંભીર વિચારમાં પડી ગયા.

આમ રણજીત સ્ટુડીઓમાં પહેલીજવાર મળેલી જાહેર સભાનું કામકાજ પૂરૂં થયું.

# મધુરી............

.........મીસ ઉર્મિલા બી. એ.

આવે છે–રૂપેરી પરદાની એ મધુરી મૂર્તિ તમારી સમક્ષ આવે છે. તમે એને તુફાન મેલમાં તલવાર વીંઝતી જોઇ છે, નાદિરામાં નખરાજબાજ નાઝનીના સ્વાંગમાં તમે એને નિરખી નિરખીને જોઇ છે, સિતમગરમાં મધુરીના અભિનયની તારીફ તો હજી તમારી જબાન પર તાજી છે, એટલામાં એ જ મોહક મધુરી મીસ ઉર્મીલા બનીને આવે છે. ગુજરાતી પહેરવેશમાં એના શરીરની શોભા સૌથી વધારે આકર્ષક લાગે છે. અને કોણ જાણે કેમ પણ એ વેશ એને આબેહુબ બંધબેસતો આવે છે. કોલેજ કન્યામાં મધુરીને જુઓ અને તમને એમ જ થશે કે વિલ્સન કે ઝેવીઅર કોલેજના દરવાજામાંથી નીકળતી કોઇ ગુજરાતી કન્યા ચાલી આવે છે.

તમે કદાચ આશા રાખી હશે કે મધુરી આ ચિત્રપટમાં નાદિરાના જેવા રોમાન્ટિક રોલમાં પેશ થતી હશે. જો કે તમને નિરાશ કરવાનો જયંત દેસાઇનો ઇરાદો નથી. રોમન્સ તો એ ડીરેકટર મહાશય તમને કોઇ કોઇ દ્દશ્યમાં નાદિરાને ભુલી જાઓ એવું આપશે. પણ જરા વિવેક સાથે આપશે એટલું જ.... પણ કોલેજ કન્યામાં આ વખતે મધુરીને આદર્શના ઘમંડમાં હંમેશાં પોતાનું માથું ઉંચું રાખતી નવા જમાનાની યુવતી તરીકે રજુ કરવામાં આવી છે. અને એ ઠસ્સાદાર વેશ એમણે એટલી કાબેલીયતથી ભજવ્યો છે કે તમારે બે ચાર તારિફના શબ્દો થીએટરમાં જોતાં જોતાં જ બોલી દેવા પડશે.

લક્ષ્મીનો કે સત્તાનો ગર્વ જ્યારે મર્યાદાથી આગળ વધે છે ત્યારે એ જ લક્ષ્મી અને સત્તા પોતાનાં બનાવેલાં પુતળાને ઉંચામાં ઉંચા આસન પરથી પછાડે છે. આદર્શ અને ભાવનાનો તાપ પણ કેટલીક વખત એવા પરિણામ લાવે છે. આદર્શની ભકિતમાં કે માન્યતાના જોમમાં સમતોલપણું ગુમાવી દેનારા કેટલા ય યુવાનો–યુવતીઓને એવી તકનો રાહ જોઇ બેઠેલા સમાજના વરૂઓએ પીંખી ખાધા છે. મીસ ઉર્મિલા કોલેજના સ્વતંત્ર વાતાવરણમાં ઉછરી હતી. એના મનમાં એક એવી ખુમારી પેસી ગઇ હતી કે જેને પરિણામે એના ઉપર અણધારી આફતો આવી પડી. પણ આખરે ઉમદા ભાવનાઓનું બળ એને આખરી કસોટીમાં ટકાવી રાખે છે. આવા મનોમંથનનાં કેટલાંક દ્દશ્યોમાં મીસ મધુરી એના આજ સુધીના અભિનયની શૈલીમાં નવીન ભાત પાડે છે. કોલેજ કન્યા એનું પ્રથમ સમાજીક ચિત્રપટ હોવાથી સારાય પાત્રલેખન ઉપર એણે ખુબ અભ્યાસપૂર્વક પરિશ્રમ લીધો છે અને કસોટીના કેટલાક કપરા પ્રસંગોમાં મીસ મધુરીએ રજુ કરેલું કામ આખા ય ચિત્રપટને ઓપ આપે એવું છે એમ કહેવામાં જરાય અતિશયોકિત નથી.

વાંચનારાઓએ એમની જીજ્ઞાસા વધુ વખત રોકી નહીં રાખવી પડે. હવે એ કોલેજ કન્યા વેસ્ટ એન્ડના પરદા પર આવવાને ક્યારેનીયે તનમનાટ અનુભવી રહી છે.

---

RAM APTE,
the Indian Jackie Cooper; will thrill you in "**College Girl**" his latest.

BHANUMATI,
the Indian Shirley Temple; has captured many hearts in Barrister Wife.
See her in
"**College Girl**".

They are all in RANJIT'S "CCEGE GIRL" Try to Phone at WEST END when they will be s[illegible]n the Silver Screen Tel. No. 41222

The Reporter (**Dixit**) is much worried over the illness of his son Chaman (**Ram Apte**) a tense moment in "**College Girl.**"

URMILA (**Madhuri**) is disgusted with the nights party, and leaves for home, a Scene from "**College Girl.**"

# जयन्त देसाई के मुकाबिले में कॉलिज कन्या के पात्रों की फरयाद

(गए हप्तेसे चालु)

इतने में ही केकी बावा कमरे में दाखिल हुऐ और कहने लगे, देखो सेठ यह कल का लडका रोज ऐक्शन ऐक्शन किया करता है, में बराबर वजन में डायलॉग बुलवाता हूं तो जयन्ती बुडबुडाता है कि बावा कुदरती तौर पर बोलो, भार रखने से Action मर जाता है, सेठ मुझे जरा समझाओ तो सही कि, क्या मर जाता है; एक तो मेरी जारी कैरक्टर इस में वजन संभालूं या Action. वजन की बात हो ही रही थी कि एक वजनदार आदमी सेठ के कमरे में दाखिल हुआ, सेठ ने उन्हें इज्जत से बुलाया कि आओ आओ मिस्टर दीक्षित तुम ही बाकी थे—दीक्षित ने जवाब दिया कि सेठ फरयादियों की फह-रिस्त में दाखिल होकर जिन्दगीका कौनसा मजा मिलेगा, मैं कुछ नहीं कहता, कहने में रक्खा ही क्या है, दीक्षित ने इस फिलॉसफी इशारेसे फरियाद न करते हुए भी गोया बडी लम्बी चौडी फरियाद करदी.

मिस्टर शाह ने सब की फरियाद सुनकर फैसिला करने से पहले कॉलिज गर्ल के तमाम पात्रों को बुलाया, सब से पहले शर-माती मिस खातून आई; सेठ ने पूछा तुझे भी कुछ कहना है?

कोई खास बात तो नहीं मगर मुझे यह मलाल है कि आज तक मैं हमेशा पतिदेव के सर चढ कर बोलती रही हूं, किसी किसी वक्त मारती भी रही हूं मगर कॉलिज गर्ल में मुझे पति के हाथ से पिटना पडा है, यह मुझे नागवार गुजरता है मगर जयन्ती भाई कहते है कि जितनी मार खाओगी उतना ही काम अच्छा मालूम होगा, इस लिये खामोश रह जाती हूं.

मिस शैला बोली कि मैं तो मिस्टर देसाई को कुछ कहती हूं तो वह नकद जवाब देते हैं कि काम करना हो तो ध्यान इसी तरफ रखना होगा।

शान्ता पीछे खडी थी. शैला और खातून दोनों को धकेल कर आगे आइ और कहने लगी कि मार पडती है या नक़द जवाब मिलता है तो क्या हुआ, काम भी तो हमारा ही अच्छा होगा, अखबारों में नाम भी तो हमारा ही होगा.

सेठ बोल उठे कि बस बस शान्ति ने सब का फैसिला कर दिया, कहते तो हम भी यही कहते, सब को चाय पानी पिला कर रुखसत किया.

# -: લાલ પંજો :-

લેખકઃ—અય્યુબખાન ખલીલ

## પ્રકરણ ૯ મું ( ચાલુ )

તે છાપું લઇ હજી આગળ વધવા જતો હતો ત્યાં તેની પાસે એક મોટર આવી અટકી.

" અરે શકુંત ! " મોટરમાંથી ઉતરતા હરિન્દ્રનો અવાજ તેને સંભળાયો. તેણે તે તરફ જોયું.

" અરે હરિન્દ્રભાઇ ! તમે મળી ગયા એ ઠીક થયું."

" શા માટે ? કૈં કામ હતું ? "

"ઘણું યે" શકુંતે હરિન્દ્રને છાપું બતાવ્યું.

"હું છાપા નથી વાંચતો એ તમને ખબર નથી ? "

હરિન્દ્રે હસતાં હસતાં છાપું શકુંતના હાથમાં પાછું આપી દીધું.

" ત્યારે મને કહો, આ બધું શું છે ? પુષ્પા બિચારી દુઃખી થઇ ગઇ છે."

" આ બધું શું છે તે તો પોલીસ જાણે. બાકી પુષ્પાને દુઃખી ન થવા દેવાની મારી ફરજ છે. તને કૈં પણ પૈસાની જરૂર હોય તો લઇ જજે: પુષ્પા ભવાનીદાસની પુત્રી છે એ જ વાત મારી દયાને પ્રેરવા માટે બસ છે."

" હું એટલા માટે નથી કહેતો" શકુંતે પોતાની મુંઝવણનો પરિચય કેમ આપવો તે નહિ સમજી શકવાથી કહ્યુંઃ " પણ પુષ્પા ભવાનીદાસનું શું થયું હશે તેની ચિંતાથી મુંઝાય છે. પૈસા તો એને માટે મારી પાસે હશે તે બધા હું ખર્ચી નાખીશ."

" ભવાનીદાસનું શું થશે તે ચિંતા નકામી છે."

હરિન્દ્રે તેના સ્વભાવને અનુરૂપ બેપરવાહી બતાવી.

" જ્યાં સુધી તે પોલીસને હાથ નથી પડયો ત્યાં સુધી તેનું કૈં થશે નહિ."

" એ તો સૌ કોઇ સમજી શકે. " શકુંતે જરા અણગમો બતાવ્યો "પણ પોલીસથી છૂપાઇને એ કેટલો વખત સલામત રહી શકશે?"

"હું ભવિષ્યવેત્તા નથી." હરિન્દ્રે અટ્ટહાસ્ય કર્યું, "તમે, મધુમતી–વ્રજમોહનદાસ બધા આ પ્રશ્ન સંબંધમાં એવી રીતે વર્તો છો કે હું કૈં સમજી શકતો નથી. ચાલો મને જવા દો, પેઢીએ જવું છે."

"પેઢી પર જવાની જરૂર નથી, શકુંત !" હરિન્દ્રે શકુંતના ખભા પર હાથ મૂકયોઃ "હું તારી સાથે કેટલીક વાત કરવા આવ્યો છું, અચાનક અહીં મળી ગયો એવું નથી."

"શું વાત ? શાની વાત ?" શકુંત ભાવ હીન મુખે જોઇ રહ્યો.

"વાત કૈં રસ્તાપર થઇ શકે નહિ. ચાલ મારી સાથે મોટરમાં."

"કયાં ?"

"ગમે ત્યાં." શકુંતે શંકાથી હરિન્દ્ર સામે જોયું.

"પેઢીનું શું ?" તેણે કૈં સમજ્યા વગર પૂછ્યું.

" હું તને જે વાત કરૂં છું તે સાંભળ્યા પછી તને પેઢી પર જવાની જરૂર નહિ લાગે."

"કેમ ?"

" વળી કેમ પૂછે છે. વાત અહીં ઉભીને નહિ થઇ શકે એમ મારે તને કેટલી વખત કહેવું ? "

શકુંત હરિન્દ્રની હઠથી કંટાળી તેની સાથે મોટરમાં બેઠો. મોટર ચાલતી થઇ અને પૂર ઝડપમાં આવી એટલે હરિન્દ્રે વાત શરૂ કરીઃ

" શકુંત ! તું જાણે છે કે તને મેં, મારી બેને અને અમે બધાએ કેવી લાગણીથી અમારી સાથે ફેરવ્યો છે. અને અમારા મિત્ર તરીકે ગણ્યો છે. તું મધુમતીના પતિનો એક

નોકર છે એ વાતને અમે બિલકુલ ગણતા જ ન હોઇએ તે રીતે અમારામાંના એક તરીકે જ અમે તને માન્યો છે. આ બધાના બદલામાં તારે અમારી એક સેવા કરવી પડશે."

"શી? હું કૈં સમજતો નથી."

"તારે હું માગું તે માહિતી આપવી પડશે"

"કોના વિષે?"

"તે જાણવાની હમણાં જરૂર નથી. પણ જો તું એ માહિતી આપશે તો તારે વ્રજમોહનદાસની પેઢીમાં સ્હવારથી સાંજ સુધી ગદ્ધા વૈતરૂં કરવાની પીડા ટળી જશે."

"હું કોઇ અપ્રમાણિક કામમાં સાથ નહિ આપું. મારી આ બધી ભેદભરમોની વાતોમાં સંડોવાઇને તો હું સદા ચિંતાતુર થઇ ગયો છું. મારે શ્રીમંત નથી થવું. જો તમે મને શ્રીમંત બનાવવાની લાલચ આપતા હો તો, હું શાંતિથી, પ્રમાણિક રીતે નોકરી કરતો પુષ્પા સાથે રહીશ અને એ જીવનમાં આનંદ છે એમ માની જીંદગી ગુજારીશ"

"મારે પણ પુષ્પા વિષે જ વાત કરવી છે" હરિન્દ્રે શકુંતને આશ્ચર્ય પમાડ્યું.

"એટલે? પુષ્પા વિષે તમે શું જાણવા માગો છો?"

"એજ કે પુષ્પા કોણ છે?"

"કોણ છે? ભવાનીદાસની પુત્રી."

"નથી. કૈં નહિ તોયે એ એની પુત્રી નથી એમ હું માનું છું"

"ત્યારે કોની પુત્રી છે એ તમારે જાણવું છે?"

"હા. એમજ"

"એ તો હું નથી જાણતો. પણ એ ભવાનીદાસની પુત્રી નથી એમ માનવાનું તમને શું કારણ છે?

"એ કદાચ હું બહુ સહેલાઇથી નહિ સમજાવી શકું પણ મને શક છે કે ભવાનીદાસે કોઇની પુત્રીને પાળી પોષીને ઉછેરી છે. એ કોની પુત્રી છે એ ભવાનીદાસ કહી શકે તેમ અને છે, જો ભવાનીદાસને કાંઈ મળે—"

"ભવાનીદાસ ક્યાં છે?"

"એ હું જ કહી શકું તેમ છું. એની સંતાવાની જગ્યા હું જાણું છું."

"તો પછી ત્યાં જઇને પૂછી કેમ નથી લેતા?"

"એના પર ખૂનનો આરોપ છે. એને હું મળવા જાઉં ખરો?"

"એણે કોનું ખૂન કર્યું છે?"

"કેમ? ઇસરદાસનું જ."

"એ ઇસરદાસનું ખૂન શા માટે કરે?"

"એ હું તને કહું પણ જો તું મને એક વચન આપે તો."

"શું વચન?"

"મારે ખાતર ભવાનીદાસને મળી પુષ્પા વિષે માહિતી લાવી આપ."

"હા. લાવી આપું. મને ડર નથી. હું પોલીસને કહીશ કે એની પુત્રી વિષે એ શું ભલામણ કરવા ઇચ્છે છે એજ પૂછવા ગયો હતો."

"શાબાશ. તો સાંભળ. મારવાડમાં એક ન્હાના જાગીરદારના બધા ખેડુતોએ બળવો કર્યો છે. અને એ બળવાને દાબી દેવા માટે ઇસરદાસ એ જાગીરદારને પૈસા ધીરવાનો હતો એ પૈસા ન ધીરી શકે એટલા માટે એનું ખૂન કરવામાં આવ્યું છે."

"પણ એમાં ભવાનીદાસને શું?

"ભવાનીદાસ એ બળવાના મુંબઈ ખાતેના કાર્યકરોનો મંત્રી છે." "અને લાલપંજો?" લાલ પંજો એ બળવાખોરોનું સંકેત ચિન્હ છે.'

"હું હવે સમજ્યો. અને લાલચંદ?"

"લાલચંદ તો ક્યારનોયે એ બળવાની સરદારી લેવા પહોંચી ગયો. અને હું માનું છું ત્યાં સુધી એ બળવાનું સમાધાન પણ થઇ ચૂક્યું હશે."

"તો ભવાનીદાસનું શું થશે?"

"એ તો ફાંસીને માચડે લટકવાનો, પોલીસ એને આજ નહિ તો કાલે પકડી તો પાડશેજ એટલા માટેજ એની પાસેથી પુષ્પા કોણ છે એ જાણી લેવાની જરૂર છે બોલ હવે જશે?"

(અપૂર્ણ)

# તમે મે મહીનામાં જન્મ્યા છો?

અમે રણજીત સ્ટુડીઓના તમામ આર્ટીસ્ટોને પૂછી જોયું કે તમે કોઇ મે મહીનામાં જન્મ્યા છો? સૌએ ના કહી—એટલે અમારી મુંઝવણનો પાર ન રહ્યો. જાહેરાત મુજબ એક સ્ટારને મ્હોંએ વાંચનારાઓનું ભવિષ્ય ભાખવાનું આપેલું વચન અમે નહિ પાળી શકીએ એ વાત અમને ખબ સાલી. પણ અધિપતિઓ સાચું બોલવામાં કે જુઠું બોલવામાં કદી પાછી પાની કરતા નથી. મેં પણ ગમે તેમ કરી કંઇ નુસ્કો અજમાવવા કલમ હાથમાં પકડી. એટલામાં અચાનક સિતમગરના સાંઇ બાવા મી. ભૂપતરાય આવી ચડ્યા. એમણે માઇક્રોફોન ફાડી નાખે એવા બુલંદ અવાજે કહ્યું કે ગભરાઓ છો શું, મારા સાહેબ! હું જન્મ્યો છું મે મહીનામાં. અને હું ભવિષ્ય પણ કહી જાણું છું. તમારા કોઇપણ વાંચનારને ખાત્રી કરવી હોય તો આવે. હું મારી અણીવાળી મૂછ પર તાવ દઇને એક મીટ માંડુ એટલીજ વાર. એનું ભૂત-વર્તમાન-ભવિષ્ય આમ કહી નાખું! મેં મહીનામાં આ દુનીઆ પર આવેલા નસીબવંતા વાંચકોનું ભવિષ્ય ભાઇશ્રી ભૂપતરાય નીચે મુજબ ભાખે છે.

મે મહીનામાં જન્મેલા લોકોને સંગીતનો શોખ હશે. કલા અને સૌંદર્ય ઉપર એમને બહુ પ્રીતિ હશે. શોખ, આરામ, અને મોજ મજાહ તરફ જો કે તેઓનું વલણ હશે છતાં પણ વ્યવહાર તરફ દુર્લક્ષ તો નહિ જ હોય. ઉપર ઉપરથી મે મહીનામાં જન્મેલા લોકો ઠંડા માટલા જેવા લાગશે પણ એમના હૃદયમાં પ્રેમનો જ્વાલામૂખી ધધકતો હશે અને ખાસ કરીને. ઉન્હાળામાં એમનો પ્રેમ બહુ કુદકે ને ભુસકે આગળ વધતો જશે.

> ## ખાસ ટીપ
>
> —અઠવાડીઆના બધા દિવસો સારા છે પણ શુક્રવાર મે મહીનામાં જન્મેલા માણસો માટે સારો છે.
>
> —૪૫ નો આંકડો એમને માટે નસીબવંતો છે.
>
> —લાલ અને લેમન જેવો પીળો રંગ એમને શુકનવંતો છે.
>
> —પ્રેમમાં ફત્તેહ મેળવવી હોય તો એમણે "પોખરાજ" પહેરવો.
>
> —ભુરા રંગના હીરા પહેરે તો સારૂં.

પૈસા એમની પાસે પુષ્કળ હશે અને એ પૈસાને પ્રતાપે તેઓ ખૂબ ખ્યાતિ અને પ્રતિષ્ઠા મેળવશે જો કે એમને એમના સ્વભાવને લઇને કેટલીક મુશ્કેલીઓ પેદા થશે પણ એમના હેતાળ સ્વભાવને લઇને તેઓ આખરે ફત્તેહમંદ થશે.

મે મહીનામાં જન્મેલાં માણુસો ખાસ કરીને ઘડી ઘડીમાં ખોટું લગાડવાની આદતવાળા હશે અને કોઇક વખત તો રજનું ગજ કરીને કલ્પનાનાં દુઃખ વ્હોરી લેવાની એમને ટેવ પડશે પણુ ધીમે ધીમે એમના ઉપર સારા ગ્રહોની નજર પડતાં આ પોચો પોચો સ્વભાવ સદંતર રૂખશદ લેશે.

મે મહીનામાં જન્મેલાઓએ જો પરણુવું જ હોય તો જલ્દી "શુભસ્ય શીઘ્રમ્" કારણુ કે પછીથી એમની જીંદગીમાં લગ્ન નથી. જો કે પ્રેમ કરવાનો તો એ લોકોને એમના ગ્રહ ઉપગ્રહના સંજોગોએ પરવાનો આપ્યો છે પણુ લગ્ન અને પ્રેમ બન્ને ઉપર જો ખ્યાલ રાખવામાં આવશે તો સુખ જરૂર મળશે પણુ બહુ મુસીબતો પછી.

બાકી મે મહીનામાં જન્મ લેનારાઓને માટે લાંબી જીંદગી છે એ વાત નિર્વિવાદ છે. માત્ર એમણે મગજને તસ્દી ઓછી આપવી, માનસિક નબળાઇને કાબુમાં રાખવી અને શરીરથી થાય એટલી કસરત કર્યા કરવી—

**આવતા અંકે જુનમાં જન્મેલાઓ**
**ભવિષ્ય વાંચવા તૈયાર રહો.**

# मधुरी..............

........मीस उर्मिला बी. ए..........

आरही है, रूपेरी पर्दे की मधुर मूर्ति आप के सामने आरही है, आप इसे तूफान मेल में तलवार चलाती हुई, नादिरा में नाजोअदा वाली नाजनीन, सितमगर में नुमाजी लडकी देख चुके हैं। अब वही मधुरी उर्मिला बन कर आरही है, गुजराती पोशाक में इसके शरीर की शोभा बहुत ही आकर्षक है। कॉलिज कन्या में जिस वक्त आप इसे देखेंगे कि विलसन कॉलिज के दरवाजे मेंसे निकलती हुई कोई गुजराती कन्या आरही है। शायद तुम ने सोचा होगा कि इस Picture में मीस मधुरी नादिरा की तरह रोमानटिक रोल में उतरी होगी, घबराइये नहीं, मिस्टर जयन्त देसाई आप को निराश नहीं होने देंगे, बल्कि किसी किसी द्रश्य में ऐसा रोमान्स दिखायेंगे कि आप नादिरा को भूल जायेंगे लेकिन मरियादा के अंदर।

इस Picture में मधुरी को आदर्श अभिमाननी नये जमाने की युवती बनाया गया ह और यह भूमिका इस ने ऐसी सुन्दरता से अदा की है कि प्रसंशा के दोचार शब्द थेटर में देखते देखते ही आप जरुर बोलें गे.

धन और सम्पंतिका मन जिस समयँ मरियादा को उलंघन करता है, उस समय

ही धन और सम्पति अपने आंधार पुतले को उच्चासन से गिरा कर नीचे फैंकते हैं, इसी तरह आदर्श और भावना का उलघन भी कमीर ऐसा ही परिणाम लाता है। इस रीति से अपने विश्वास के बलपर घूमती हुई युवतियों को प्राय भेड के भेस में छिपे हुये समाज के भेडिये निगल जाते हैं। मिस उर्मिला भी कॉलिज के स्वतंत्र वायु-मण्डल में बढी हुई थी, इसके मन में भी ऐसा ही निश्चय वैठ गया था, जिस के परिणाम में इसे हजारों मुसीबतों का मुकाबला करना पडा था परन्तु सत्य नास्ति मयं कचित। कितने ही दृश्यों में मिस मधुरी बिलकुल नया अभिनय दिखाये गी। कॉलिज कन्या इस का पहला सामाजिक चित्र है, इस लिये इसने अभ्यास पूर्वक बडे परिश्रम से अपने अभिनय पर खूब जिरह की है। बहुत दिन इन्तजार करना नहीं पडेगा, • West End Cinem के बोर्ड पर तारीख देखिये.

---

**RAJA SANDOW,** comes back in his old form in **"BLACK BANDIT."**

"સખી લુટેરા"

GHORY. CHARLIE. DIXIT.

These three perveyers of C medy will keep you laughing till your ribs ache in **"Desh Dasi."**